# રાંદેરના સુરતી દશા [illegible] પંચા

# મોઢ વાણીઆની ન્યાતના ધારા.



ન્યાતની સંમતિથી છપાવી પ્રસિદ્ધ કરનાર

**આત્મારામ ઇચ્છારામ પારેખ.**

ઠે૦ દરૂ ફળીયું—રાંદેર.


છાપનાર

ઠાકોરદાસ માનસિંહ.

ઠે. “સુરત સીટી” પ્રી. પ્રેસ, ચૌટાના પુલ ઉપર, સુરત.

# શ્રી ગોપીજનવલ્લભાય નમઃ
## શ્રીનાથજીબાવા સહુપર કૃપા કરે.

કસ્બે રાંદેરના સુરતી દશા ગોભવા મોઢ વાણીઆના સાજનાના કેટલાએક ધારાની ચોપડીઓ છપાવી સૌ જ્ઞાતિભાઇઓને આપવી એવો કેટલાએક ભાઇઓનો વિચાર થવાથી એક ખરડો તૈયાર કર્યો, તે સંવત ૧૯૭૨ના ચૈત્ર શુદ ૪ ને ગુરૂવાર તા૦ ૬ઠ્ઠી એપ્રિલ સને ૧૯૧૬ને દિને સાજનું મળ્યું તેમાં મુકવાથી સૌ જ્ઞાતિભાઇઓએ મંજુર કર્યો. આ પ્રમાણે સૌ જ્ઞાતિભાઇઓની સંમતિથી પસાર થએલા ધારા સૌની જાણ માટે પ્રસિદ્ધ કરવામાં આવ્યા છે.

## વિવાહથી લગ્ન થતાં સુધીના ધારા.

વિવાહ કરતી વખતે છોકરાવાળાએ છોકરીવાળાને સાનમાં રૂા. ૧૧) અગીઆર રોકડા આપવા. તેજ વખતે વરવાળાએ સાજનાનો રૂા. ૧) તથા શ્રીનાથજી તથા શ્રીગોકુળચંદ્રમાજીનો રૂા. ૧) મળી જ્ઞાતિદાપાના એકંદર રૂા. ૨) બે જમે કરાવવા. કન્યાવાળાએ પણ આથી અર્ધી રકમ, એટલે, જ્ઞાતિદાપાનો એકંદર રૂા. ૧) એક જમે કરાવવો.

**સાન તથા દાપું.**

વિવાહ થયા પછી બંન્ને પક્ષને અનુકૂળ જણાય તે સમયે તેમણે ગોર પાસે ન્યાતમાં તેડાં કરાવી ચાંલ્લા કરવા. ચાંલ્લા કરતી વખતે જો ન્યાત મેળવવામાં ન આવી હોય તો તે બદલ લગ્ન વખતે કન્યાવાળા પાસેથી રૂા. ૨) બે લઇ સાજનામાં જમે કરવા. ચાંલ્લા કરતી વખતે વરવાળાએ કન્યાવાળાને પલ્લાના રૂા. ૩૫૧) ત્રણસો એકાવન આપવા, ને નાળીએર બદલ કન્યાવાળાએ દરેક જણને પાંચ પઇ આપવી. તેજ વખતે વરવાળાએ નારાયણનું, ગોરનું, ન્યાતગોરનું, જોશીનું તેમજ ભાટનું મળી ૦)ના લેખે પાંચ દાપાં આપવાં.

**ચાંલ્લો, પલ્લુ તથા દાપાં.**

જોવાતેડાં કરતી વખતે કન્યાવાળાએ છોકરીને તેડવા આવે તેને નણંદની રીતનો રૂા. ૧) એક આપવો. પતાસાંના પડા સાથે બંને પક્ષે એકમેકને રૂા. ૧) એક આપવો. છોકરાને ચાર દિવસ

**જોવાતેડાં**

જમવા તેડી કન્યાવાળાએ તેને છેલ્લે દિવસે રૂા. ૨) બે આપવા, અને વરવાળાએ પણ છોકરીને ચાર દિવસ જમાડી રેશમી ઓઢણી, ચણીયો તથા ચોળી આપવાં; પરંતુ જો જોવાતેડા વખતે વરવાળાએ ઓઢણી નહિ કરી હોય તો લગ્ન વખતે તેણે એક સાડી કરી આપવી.

**ઓઢણી-ચોળી તથા અલુણાંની ફરાળ.**

વિવાહ થયા પછી લગ્ન થતાં સુધીમાં પહેલેજ વરસે વરવાળાએ છોકરીને દીવાળી તથા હોળી ઉપર માત્ર એક સુતરાઉ ઓઢણી તથા ચોળી કરાવી આપવા. વિવાહ થયા પછી લગ્ન થતાં સુધીમાં પાંચ વરસ સુધી વરવાળાએ છોકરીના સારૂ દર વરસે અલુણાની ફરાળ મોકલવી, અને કન્યાવાળાએ ફરાળવાળી કથરોટમાં પહેલે વરસે રૂા. ૧ એક, બીજે વરસે આના આઠ અને બાકીના ત્રણ વરસે ચાર ચાર આના મુકવા; પણ વરવાળાએ લગ્ન થતાં સુધીમાં ફરાળ ન મોકલી હોય તો તેણે, કન્યાવાળા તરફથી કથરોટમાં મુકવાની રકમ બાદ કરી નક્કી કરેલી રકમ એટલે રૂપિયા ચાર, સાડાત્રણ, પોણાત્રણ, પોણાબે તથા રૂપિયો પોણો મળી એકંદર રૂા. ૧૨ાા પોણાતેર લગ્ન વખતે રોકડા આપવા.

## લગ્ન વખતે રીતભાત વિગેરે આપવાની વિગત.

કન્યાવાળાએ લગ્નપત્રિકા મોકલતી વખત રૂપિયો એક વરવાળાને ત્યાં મોકલવો, અને લગ્નપત્રિકા લાવવા બદલ વરવાળાએ ગોરને રૂપિયો એક આપવો. ગૃહશાંતિ વખતે ભાટનું દાપું ૦)ાા છે.

વરઘોડાનાં તેડાં કરવા આવે તેને નાળીયેરના પૈસા, પાંચ પાઈ પ્રમાણે આપવા.

**કલશો તથા વરણાગી.**

કલવા વખત કન્યાવાળાએ રૂપિયો એક પોસમાં મુકવો, અને વરણાગી વખતે વરવાળાએ એક રૂપિયો તથા નાળીએર પોસમાં મુકવાં. કલવા વખત તેમજ વરણાગી વખત સાથે આવનાર બૈરાંઓને બબે પાઈ આપવી. કન્યા વરણાગી લેવા આવે ત્યારે તેને ઘરચોળું ઓઢાડવું તથા તેને છેડે એક રૂપિયો બાંધવો; પણ કન્યા જો વરણાગી લેવા નહિ આવે તો તેને લુગડું તેમજ રીતનો રૂા. ૧) એક આપવાં.

વરએડીઆના આના સાડા છ તેમજ છાંટણાં છાંટામણીના રૂપિયા બે વરવાળાએ આપવા.

વરઘોડા વખતે કન્યાવાળાએ પુરૂષો તથા છોકરાંને નાળીએરના

પૈસા પાંચ પાંચ પઈ પ્રમાણે વહેંચવાં, અને બૈરાઓમાં વહેંચવા માટે રૂપિઆ એકના પૈસા આપવા.

**રીતભાત** વરવાળાએ કન્યાવાળાને રીતભાતના રૂા. ૧૧૧ાા એકસો સાડા અગીઆર આપવા.

કન્યાવાળાએ કંસાર ખવડામણીના રૂપિયા બે તથા વરવાળાએ રૂપિઆ ચાર એકમેકને આપવા. વરવાળાએ અંગુઠો દબામણીનો રૂપિયો એક તથા જોડા સંતામણીના આના આઠ મળી રૂપિયો દોઢ કન્યાવાળાને આપવો.

લગ્નને દિવસે વહુવર વિદાય કરતી વખતે કન્યાવાળાએ આના આઠ લાડી–કંચોળામાં આપવા.

એકાવનાની પુજા વખતે વરવાળાએ તેમજ કન્યાવાળાએ દરેકે સવાચાર આના આપવા.

**ગોરવ.** ગોરવ મનાવવા કન્યાવાળા આવે ત્યારે વરવાળાએ પુરૂષોને તેમજ છોકરાંને પાંચ પઇ પ્રમાણે પૈસા વહેંચવા, અને બૈરાંઓને બબ્બે પઈ આપવી. ગોરવ મનાવવા જનાર બૈરાંઓએ ચોખા શેર સવાદશ, નાળીએર બે તથા રૂપિયો એક વરવાળાને આપવાં. ગોરવ જમવા જતી વખતે વરપક્ષનાં બૈરાંઓએ આવેલા ચોખામાં શેર પાંચ ઉમેરી ચોખા શેર ૧પા તથા નાળીએર ૨ સાથે લઈ જઈ કન્યાપક્ષવાળાને આપવા, પરંતુ રૂા. ૧) પાછો આપવો એ અસલના ધારાથી વિરૂધ્ધ હોવાથી તે પાછો આપવો નહિ.

**વરોઠી.** વરોઠીને દિને વરવાળા કન્યાવાળાને ત્યાં ઢાંકવા આવે, ત્યારે કન્યાવાળાએ કથરોટમાં રૂપિયો એક મુકવો, તથા ઢાંકવા આવે તેની સાથે જે આવ્યું હોય તેને નાળીએરના પૈસા જુદા આપવા.

**ઉબેતર** ઉબેતર વખતે વરવાળાએ કોથળીમાં રૂપિયો એક મુકવો, તથા માથામાં ઘાલવાનું સોનાનું ગુલાબનું ફુલ તથા આશરે દસેક રૂપિયાની કીંમતની સાડી આપવી. જોવાતેડાં વખતે જો ઓઢણી ન કરી હોય તો તે બદલ એક સાડી લઇ આપવી. ઉબેતર આપી વિદાય કરતી વખતે કન્યાવાળાએ લાડવા ઘાડવામાં રૂપિયો એક મુકવો. વરવાળાએ કન્યાને વરમાળ કઢામણીનો રૂપિયો એક આ-

પવો, તેમજ વિદાયગીરી પછી ઢોલીયો લાવનાર મજુરને રૂ. ૧ એક આપવો.

## સાજનાનું ચોરી દાપું.

ગામના વરવાળાએ સાજનાના દાપાના રૂ. ૨૭), ઉબેતરના રૂ. ૩), છતડનો રૂ. ૧), વાડીનો રૂ. ૧), તથા

**ગામના વરવાળા.** ગોવિંદલાલજી મહારાજના મંદિરનો રૂ. ૦ાા મળી, એકંદર રૂપિયા સાડી બત્રીસ આપવા.

સુરતના વરવાળાએ સાજનાના દાપાના રૂ. ૩પાા, ઉબેતરના રૂ. ૪), છતડનો રૂ. ૧), વાડીનો રૂ.

**સુરત.** ૧) તથા ગોવિંદલાલજી મહારાજના મંદિરનો રૂ. ૦ાા આપવો. વળી સુરતવાળાઓ અહીંના વરપક્ષ પાસેથી પોતાના ગોરને રૂ. ૫) પાંચ અપાવે છે, માટે આપણા સંવત ૧૯૬૫ના ચૈત્ર શુદ ૭ ના ઠરાવને અનુસરી તેમની પાસેથી રૂ. ૫) લઈ સાજનામાં જમે કરવા. આ પ્રમાણે સુરતના વરવાળાએ એકંદર રૂ. ૪૭) સુડતાળીસ આપવા.

નવસારીના વરવાળાએ સાજનાના દાપાના રૂ. ૫૧), ઉબેતરના રૂ. ૪), છતડનો રૂ. ૧), વાડીનો રૂ. ૧)

**નવસારી.** તથા ગોવિંદલાલજી મહારાજના મંદિરનો રૂ. ૦ાા મળી એકંદર રૂ. ૫૭ાા સાડીસત્તાવન આપવા.

ચીખલીના વરવાળા પાસેથી સાજનાના દાપાના રૂ. ૫૧) આગળ લેવામાં આવતા હતા, પણ તે લોકો

**ચીખલી** એ આપણા ચોરાવાળા પાસેથી સંવત ૧૯૬૪ માં રૂ. ૧૦૧) લીધા છે, માટે આપણા સંવત ૧૯૬૫ના ચૈત્ર શુદ ૭ ના ઠરાવને અનુસરી તેઓએ સાજનાના દાપાના રૂ. ૧૨૫) આપવા. આ સિવાય ઉબેતરના રૂ. ૪), છતડનો રૂ. ૧) વાડીનો રૂ. ૧) તથા ગોવિંદલાલજી મહારાજના મંદિરનો રૂ. ૦ાા મળી એકંદર રૂ. ૧૩૧ાા એકસો સાડીએકત્રીસ તેઓએ આપવા.

અંકલેશ્વરના વરવાળાએ સાજનાના દાપાના રૂ. ૧૦૧), ઉબેતરના રૂ. ૪), છતડનો રૂ. ૧), વાડીનો રૂ. ૧)

**અંકલેશ્વર.** તથા ગોવિંદલાલજી મહારાજના મંદિરનો રૂ. ૦ાા મળી એકંદર રૂ. ૧૦૭ાા એકસો સાડાસાત આપવા.

ભરૂચના વરવાળાએ આપણા સંવત ૧૯૬૬ના ઠરાવને અનુ-

**ભરૂચ** સરી સાજનાના દાપાના રૂા. ૧૫૧), ઉમેતરના રૂા. ૪), છતડનો રૂા. ૧), વાડીનો રૂા. ૧) તથા ગોવિંદલાલજી મહારાજના મંદિરનો રૂા. ०॥ મળી એકંદર રૂા. ૧૫૭॥ એકસો સાડીસત્તાવન આપવા.

**તા૦ ક૦** જે ચોરાવાળાઓ આપણા ચોરાવાળા પાસેથી સાજનાના દાપાના રૂા. ૧૫૧) લે યા તો લેવાનો ઠરાવ કરે, તે ચોરાવાળા પાસેથી આપણે પણ રૂા. ૧૫૧) લેવા.

**કન્યાવાળા** કન્યાવાળાએ સાજનાના દાપાના રૂા. ૨॥, ઉમેતરના રૂા. ૩), છતડનો રૂા. ૧), વાડીનો રૂા. ०॥ તથા ગોવિંદલાલજી મહારાજના મંદિરનો રૂા. ०॥ મળી એકંદર રૂા. ૭॥ પોણા આઠ આપવા.

**ગોરવની વીંટી.** ન્યાતનો વહિવટ કરનારે દરેક લગ્ન પર ગોરવની વીંટી નિમિત્તના રૂા. ૨ા સવાબે સાજનાની સિલ્લક માંથી આપવા.

## વાડી તથા સાજનાના વાસણ વિષે.

**વાડીમાં વરો.** ગામવાળા યા તો બહારગામવાળાને વરો કરવા માટે ન્યાતની વાડી આપવામાં આવે તો તેની પાસેથી રૂા. ૫) પાંચ અનામત લેવા, ને તે સાફ કરાવી પાછી સોંપે ત્યારે **તપાસ કરી** વાડીનો રૂા. ૧), વાસણ ભાડાનો રૂા. ०॥ તથા નળ વાપરવા બદલ રૂા. ०ા મળી રૂા. ૧॥ા કાપી લઈ રૂા. ૩ા સવાત્રણ પાછા આપવા. પરંતુ જે ધણી વાડીમાં વરો કરે નહિ તેની પાસેથી પણ વાડી તથા વાસણ ભાડાનો મળી રૂા. ૧॥ દોઢ લેવો. જો પરન્યાતવાળાને વાડીમાં વરો કરવા દેવામાં આવે તો તેની પાસેથી રૂા. ૫) પાંચ અનામત લેવા, ને તે સાફ કરાવી પાછી સોંપે ત્યારે **તપાસ કરી** રૂા. ૧॥ા પાછા આપવા ને રૂા. ૩ા સાજનામાં જમે કરવા.

**વાડીમાં ઉતારો.** બહારગામની જાનને જો વાડીમાં ઉતારો આપવામાં આવે તો તેની પાસેથી રૂા. ૫) પાંચ અનામત લેવા, ને જાન જાય ત્યારે આખી વાડી સાફ કરાવી રૂા. ૧॥ દોઢ પાછો આપવો ને રૂા. ૩॥ ઉતારાના સાજનામાં જમે કરવા.

ન્યાતમાં વરો કરનારને સાજનાના વાસણો ન્યાતના વહિવટ કરનારની ચિઠ્ઠિ આવ્યેથી વરો કરવાના

**સાજનાના વાસણ.** દિવસ અગાઉ ચાર દિવસ દરમ્યાન જ્યારે તે લેવા આવે ત્યારે રૂા. ૫) પાંચ અનામત લઇ ધારા પ્રમાણે ખાતું પડાવી આપવાં. સદરહુ વાસણો જ્યારે પુરેપુરાં પાછાં આવે ત્યાર પછી ખાતું જમે કરાવવું, ને વાડી બરાબર સાફ કરાવેલી જણાયેથી અનામત લીધેલી રકમમાંથી વાડીનો લાગો તથા વાસણ ભાડું કાપી લઇ બાકીની રકમ પાંછી આપવી. વાસણનો વહિવટ હાલમાં ગોર રામશંકર નરભેરામ કરે છે તેથી તેને એ કામ બદલ વરા દીઠ રૂા. ૦। આપવો, એટલે કે, વાસણના ભાડાની ઉપજનો અર્ધો હિસ્સો આપવો. દર સાલ ચૈત્ર શુદ ૧૦ને દિને વાસણ તથા વાડીના ભાડાનો હિસાબ ગોર પાસેથી સામા દસ્કત પ્રમાણે ચુકતે લઇ સાજનામાં તે જમે કરવો. લાડ અથવા નાગર વાણીઆની ન્યાતને જો સાજનાના વાસણ વરો કરવા સારૂ આપવામાં આવે તો તેની પાસેથી રૂા. ૧) એક લેવો.

## સીમંત વખતનો ધારો.

**પચમાસો** પચમાશીના ખોળા વખતે દીકરીવાળાએ ચોખા શે. ૫॥ એક સાળુ તથા ચોળી, વાડકો ૧ તથા રૂા. ૦॥ આપવા આ સિવાય ખોળામાં રૂા. ૧) એક મુકવો.

**મોટો ખોળો.** દીકરીવાળાએ મોટા ખોળા વખતે ચોખા શે. ૨૫ તથા રાબડીના રૂા. ૨) બે, બુશેટના રૂા. ૨) બે તથા દામણ ડગલાં, માચી, મોડ ઉતરામણી તેમજ માટલાં એ દરેકને માટે આના આઠ આપવા, આ સિવાય ખોળામાં રૂા. ૧) એક મુકવો, અને એક સાડી તથા એક ચોળી કરાવી આપવા. સાસરાવાળાએ રૂા. ૧) એક ચંદનનો તથા રૂા. ૧) એક પુડાનો આપવો, અને વહુને પાટપરથી ઉઠાડતી વખતે એક સાડી તથા એક ચોળી આપવા.

**મોસાળું** મોસાળું કરવામાં આવે ત્યારે મોસાળું કરનારે ઢોલીના પૈસા આપવા, અને મોસાળું લેનારે નારાયણનું, ગોરનું, ન્યાતગોરનું, જોશીનું તેમજ ભાટનું મળી ૦)—॥ લેખે પાંચ દાપાં આપવાં. આ પ્રસંગે વરવાળાએ તેમજ કન્યાવાળાએ ગોરને આઠ આઠ આના આપવા.

# ગોરને આપવાના ધારાની વિગત.

**જોવાતેડાં** જો કોઈપણ પક્ષ જોવાતેડાં વખતે ગણપતિપૂજા કરાવે તો તેણે દોઢ આનો પૂજાનો તથા આઠ આના દક્ષિણાના ગોરને આપવા.

**લગ્ન.** લગ્ન વખતે બંને પક્ષે કુરવડીના આના આઠ, ગૃહશાંતિના રૂપિયા બે–સાડા દસ આના તથા ગોરવ, વરોઠી અને ઉબેતર દરેકના આના આઠ આપવા. આ પૈકી ગોરવ, વરોઠી તથા ઉબેતરનો લાગો બંને પક્ષે એક બીજાના ગોરને આપવો. કન્યાવાળાએ માયરામાં કન્યાદાનનો રૂપિયો એક, મધુપર્કના આના ચાર તથા સ્વસ્તિવાચનના આના આઠ આપવા. વરવાળાએ કન્યાલાભનો રૂપિઓ એક, મધુપર્કના આના ચાર, સ્વસ્તિવાચનના આના આઠ તથા કન્યાના ગોરના મહોર ૪ના દાપાના રૂપિયા દોઢ–દોઢ આનો આપવા. આ સિવાય ગામના વરવાળાએ ગોર ધોતીઆના રૂપિયા સાડા સાત, અને બહાર ગામના વરવાળાએ રૂા. નવ આપવા. વરવાળાએ એકી બેકીના આના પોણા બે આપવા.

**સીમંત** વરપક્ષે નાના ખોળાના આના આઠ તથા મોટા ખોળાના રૂપિયા અઢી આપવા.

## ક્રિયાવિષે.

નાનાં છોકરાંના ચોથીઆને દિવસે નવ આના આપવા.

દશાને દિવસે દસ પૈસા આપવા.

એકાદશાને દિવસે ગોરને રૂપિયા અઢી દોઢ આનો આપવો, અને જંગીપરે તીર્થગોરને, બાવાને તેમજ કાળોટીઆને દરેકને સીધાંના ચાર આના આપવા.

બારમાને દિવસે સારવાના આના ત્રણ, ગૌદાનનો રૂપિયો એક તથા સોના રૂપાના તારના આના આઠ આપવા. આ સિવાય પરચુરણ પૈસા આપવા.

તેરમાને દિવસે કરવડા ઉપર આના બે, શય્યા (સજ્યા) ઉપર રૂપિયો એક તથા ગણપતિ પૂજાના આના આઠ આપવા.

આ સિવાય લક્ષ્મીપૂજન તથા શય્યા (સજ્યા)માં શક્તિ પ્રમાણે નાણું આપવું, અને પરચુરણ પૈસા જુદા આપવા.

જો ગરૂડપુરાણ બેસાડવામાં આવે તો કથા વાંચનારને ઘરવાળાએ રૂપિયો એક આપવો. ન્યાત વિગેરે તરફથી જે કાંઈ આવે તે પણ કથા કરનારને લઇ જવા દેવું.

વરશી પર લીલ પરણાવવામાં આવે તેના રૂપિઆ અઢી–દોઢ આનો આપવા.

વરો કરનાર શખ્સે ગોર, જોશી તથા ન્યાતગોરને વરાને

**સીધું.** દિવસે નીચે મુજબ સીધું આપવું:—

લોટ શે. ૦॥, ચોખા શે. ૦॥ દાળ શે. ૦।.

ઘી શે. ૦।, ખાંડ શે. ૦। શાકભાજી જે હોય તે.

રામચંદ્રજીના ઓચ્છવને દિવસે નારાયણના મંદીરે વાડી ભરાવવી તથા સીધું આપવું, ને બાકીના બધા ઓચ્છવપર ન્યાતગોરને સીધું આપવું.

ગૃહશાંતિ વખતે મોઢ ગોરને રૂા. ૦।=॥ આપવા, તેમજ બાર-

**દાપું.** માની ક્રિયા વખતે ગાગર સાથે તેજ રકમ આપવી.

ન્યાત જમે ત્યારે ગોર ન્યાતમાં ફરી બંદોબસ્ત રાખે તે બદલ

**લગ્નની ન્યાત** લગ્ન પ્રસંગે ગામના વરવાળાએ તેને આના આઠ, અને બહાર ગામના વરવાળાએ રૂા. સવા આપવો.

## લહેણું, વ્યાજ, ઓચ્છવ વિગેરે.

ન્યાતમાં નવું લેહેણું (નામ) દાખલ કરવા માટે રૂા. ૧। સવા

**નવું લેહેણું (નામ)** ન્યાતમાં જમે કરાવવો જોઇએ. આ પ્રમાણે લેહેણું (નામ) દાખલ કરાવનાર દરેક જ્ઞાતિભાઇને લહાણાં આપવામાં આવશે.

ન્યાતમાં લહાણાં કરનારે ન્યાતના ચોપડામાં જેનું લેહેણું

**લહાણાં.** (નામ) દાખલ થયલું હોય તેને, ન્યાતગોરને, ઘર ગોરને, જોશીને અને નારાયણમાં લહાણું આપવું. વાસણનું લહાણું કરનારે આ સિવાય સાજનામાં તેમજ સુતમાં ગોવિંદલાલજી માહારાજને મંદિરે પણ લહાણું આપવું.

**વ્યાજ.** ન્યાતના રૂપિયાનું વ્યાજ આઠ આના લેખે લેવાનો ધારો હતો, ને ચૈત્ર શુદ ૧૦ ના ઓચ્છવપર વ્યાજના રૂપિયા નહિ આપનાર પાસેથી બાર આના પ્રમાણે લેવામાં આવતું હતું, પણ સાજનામાં પુરતી સિલ્લક નહિ હોવાથી ખર્ચમાં તંગી જણાયાથી સંવત ૧૯૭૧માં પંચે કરેલા ઠરાવ મુજબ બાર આના લેખે વ્યાજ લેવામાં આવશે, અને ચૈત્ર શુદ ૧૦ના ઓચ્છવ પર વ્યાજ નહિ આપનારે બાર આનાને બદલે રૂા. ૧)ના દર મુજબ વ્યાજ આપવું પડશે.

**ઓચ્છવ** લલ્લુભાઈ હરિવલ્લભદાસનો ઓચ્છવ દર સાલ વૈશાખ શુદ ૧૫ને દિને થાય છે તે પ્રસંગે ૧ ગોર રામશંકર નરભેરામ, ૨ ભટ જયશંકર જીવણજી અંગ્રેજી, ૩ નારાયણના મંદિરની સેવા કરનાર, ૪ વ્યાસ જયશંકર વલ્લભરામ, ૫ જોશી નરભેરામ હરિનારાયણ, ૬ ત્રવાડી આત્મારામ કરુણાશંકર, ૭ ભટ જીવણરામ રામશંકર અને ૮ મયાશંકર પતંગવાળા, એ આઠ ઘર દીઠ અકકેક જણને જમવાનું કહેવું.

**પંચની મીટીંગ.** સાજનું મળે ત્યારે દરેક ઘરના મુખ્ય માણસે આવવું જોઇએ. પંચની મીટીંગમાં ગેરહાજર રહેનારે સંવત ૧૯૬૮ના ઠરાવને અનુસરી આના ચાર દંડના આપવા પડશે.

તા૦ ક૦ ન્યાતના જે રીવાજોનો ઉપરના ધારાઓમાં સમાવેશ ન થતો હોય તે બધા અસલ મુજબ ચાલુ રાખવા.

